## આએ ચોપાંનીઆંનો દીબાચો.



આએ ચોપાંનીઊ કાહાડવાની માહારી મુલ મતલબ એ
છે કે આજે પણાંએક વરશ થઆં આપણા પવીતર જરથોશ
તી ધરંમને લગતી કેટલીક બાબદોનાં વાંધા ચાલેછે તે દુર
થએલા જોવાની નેમથી, તથા આપણા પવીતર ધરમની
ખુબીથી તથા તેની બારીકી બાએ અંનજાણ હોવાના શબ
બથી અને અથોરનાંન ટોલાને છેકજ બીહારમા આવેલા
જોઇ, તે ટોલાના ખરા હેતુથી હમોએ આજ છ શાત વ
રશ થાઆં જે નેમ ધારી હતી, તે માટે ચોપાનીઊં ૧) હ
મે હમારી મેહેનત અને પઇશાથી રોજ ૨૮ મો માહા ૨
જો શને ૧૨૩૬ ઇઅજદજરદીમાં કવેતાના આકારમાં છપા
વીને તમાંમ જરથોશતી ટોલાને હમારી ધારવેલી નેમથી
જાંણીતા કીધા હતા અને કેટલીએક શુચનાં ટોલાના વડી
એલ શાહેબોને કરીને કાંઇક અગમચેતી જણાંવી હતી પ
ણ તેનું બેદરકારપણુ અકાબર તથા ટોલા તરફથી ચાલે
ઊ, તેથી હમારી અગમચેતીના બોલેલા બોલ તમાંમ બા
હાલ રહેઆ જેથી હમોને આપણા ટોલા વીશે તથા ધરમ
અને હમારા અથોરનાંન ભાઇબંધો વીશે વધારે દુખ લા
ગાથી ફરીથીબી હમે હમારી મેહેનત અને પઇશાથી બી
જું એક ચોપાનીઊં રોજ ૨૦ મો માહા ૬. ઠો. શાલ ૧૨૪૦
ઇઅજદેજરદીમાં છપાવી હમારા જરથોશતી ટોલાને અને
ટોલાના અકાબરોને પાછી શુચનાં કરી હતી. તે ચોપાંના
આંની પણ હમારા અથોરનાંનોને તથા જરથોશતી ટોલા
ના અકાબર શાહેબોને કશી અશર નહી થાઇ. અને
તે પછે પણ બોર આપણા ટોલામો દીનપર દીન ફેશાદ,
તોફાંન, અને રમખાંણ વધતું ગીઊ તેથી એ વાંધાની
બાબદશર હમે હમારી મેહેનત તથા આગેવાંની ... ...
ક અરજ જરથોસતી કોમના વડીએલ

અટારને નાંમ જોગની કરી હતી કે જે અરજીની નકલ
આ ચોપાંનીઆંમાં આગલ દાખલ કરીછે તે દાનાવ જર
થોશતીઓ વાંચી વાકેફ થાશે. એ અરજી કરવા છતાં
અફશોશની વાત છે કે તે અરજીનીબી હમારા મુરબી
શેઠીઆવોને કશી અશર થાઈ નહી અને ઓર આગમાં
તેલ રેડવાજેવું નજર આવેઊં કે કેટલાએક શેઠો બીજા
વોનાં દોલ દુખવી એક તરફી વીચાર આપવા લાગા જે
થી કરીને હમે એક ચરચાપતર હમારી ખરી શહી શાથ
નું ટોળા ઊપીઓગી અને ટોળાના વડીએલ શાહેબોને શુચ
નાં તરીકે ઘડીને અતરેનાં ગુજરાતી વરતમાંન પતરોમાં
છાપવાને મોકલીઊં હતું—તે ચરચાપતર કોઈબી અધીપ
તીએ પોતાના પતરમાં શદાબરૂ દાખલ નહી કરતાં તેવોમાંનાં
એક હધીપતીએતો ઓર હમોને બદનાંમી આપવા જેવુ કી
ધું હતું. એ ઊપરથી હમોને ફરજ પડી કે તે હમારી
મકશદ કેહેવીછે તે તથા હમારી શુચના જરથોશતી કોમની
હજુર જાહેર કરીએ અને તેથી આએ તરીજે મરતબે
હમારી પોતાની મેહેનત અને તમો જરથોશતીઓના ખુ
દ પઈશાથી તેનું એક ચોપાનીઊ બનાવી બાહેર પાડેઊછે.
એ ચોપાનીઊં છપાવાને શારૂ હમોએ આગલથી જે એક હેં
ડબીલ તા૦ ૩ જી શપટેમબર ૧૮૭૨ ને દીને છપાવેઊં હતું
તેમાં હમોએ લખેઊ હતું કે—"મુબઈનાં બંવે શેનશાહી ફખા
આત દશતુરોને ધરમ શંબંધી એક શવાલ" કરીશું પણ તે
બાબે હમોને કેટલાક જરથોશતી શાહેબોએ ફરમાંશ કરવાથી
અને હમોએબી હેવું ધારેઊચકે હજુરથી કોઈબી શાહેબ જર
થોશતી ધરમને લગતા એ ટોળામા પડેલા વાંધા પતાવાને
મંનપર લેશે. કેમકે હમે શેઠીઆઓને એ બાબે કરેલી અર
જીના જવાબમાંથી એમ આવેઊછે કે અનજુમન ભરીને નીકા
લ લાવશે; તે બધાં ઊપરથી હાલતો હમોએ એ શવાલ કર
વાનું મોકુફ રાખેઊછે કે થોડુકમાં કોઈબી શાહેબ દીનનું
દરદ હઈડે ધરીને બાહાર પડશે. અગરજો છ માશ કે
—માં એમ નહીજ બનેઊં તો પછે હમોતો હમારી
ાતરોને તે શવાલોબી કરશુ—અને

# જરથોશતીઓને સુચના.

જરથોશતી શરીખા પાક અને ખાલેશ તથા દુનીઆનાં શઊથો શરશ ગણાતા ધરમમાં તેનાં પરમાંનોને લગના જે કેટલાક વાંધા જરથોશતી કોમનાં અધારનાંમોમાં પડેઆછે, તેને માટે—હમારા દીખાચામાં લખેઆ પરમાંણે હમોને જરથોશતી દીન ધરમને લગતી અગતની શુચનાં કરવાની જે જરૂર પડીછે, તે ઊપરથી—અને હમારી શ્રદ્ધાની ખાશ ઊમેદ મુજબ કેટલીક ધરમની વાતોને શારૂં ગયા આગશટ માશમાં હમોએ અતરેનાં શંખલાં ગુજરાતી વરતમાંન પતરો ઊપર જે ચરચા પતર મોકલેલ હતું તેની નકલ આ મુજબનીછેઃ—

અધીપતી જોગ—શાહેબ,

જત તમારાં ઓહોલો ફેલાવો પાંમેલાં પતરની મારફતે આએ માહારાં ધરંમ શંબંધી ચકચારનાં ચરચા પતરને જો જગો આપશો તો માહારા ઊપર તથા કુલે જરથોશતી ટોલા ઉપર મોહોટો ઊપકાર થાએલો ગણાશે. એટલુંજ નહી પણ કુલ જરથોશતી ટોલાનું ભલું ઇછનાર તથા વીદવાંનોને ઊતેજન અને ખરો ઇનશાફ આપનારા તરીકે ગણાશો—અને હું આશા રાખુંચ કે ખોદાઇ રાહા ઊપર ચાલોને તમો કદી પણ ખરો ઇનશાફ આપવાને પછાત પડશો નહી અને આએ માહારૂં ચરચા પતર શદાબરૂં અથવા કટકે કટકે શાંધણથી છાપીને તમારાં માંન પાંમેલાં પતરની ખુબી જાહેર કરશો, કારણકે આએ માહારૂં લંબાંન લખાંન આપણા કુલ જરથોશતી ટોળાને ઊતેજંન આપનારૂ તથા ખરા વીદવાંનોને ઘણુંજ ફાએદા ભરેલું અને ઇનશાફી ગણાયછે.

શાહેબ—અંનજુમનનાં ફંડનાં ટરશટી શાહેબોએ આપણા જરથોશતી ધરમને મલતી માહાભારત કેતાબ એક "દીનકરદ" નાંમની અંનજુમનનાં ફંડમાંથી છપાવવાને નેમ ધારીછે તે માંનભરીલ હમો તથા

તમાંમ જરથોશતી ટોલો શંમજેછે પણ લખવાંને દલગીરી એટલીજછે કે હાવી માહાભારત કેતાબ આખા જરથોશતી ટોલાનાં વીદવાંનોને "ઇન શલટ" તરીકે ગણીને એખલાજ દશતુરજી પેશોતનજી બેરાંમજી શંન જાણાં કાંએ કાહાડે અને તેવંણજ એખલા કાંએ ટોલાની શાબાશી મેલવે? શું તરાંનશલેશન ફંડ દશતુરજી પેશોતંનજીને શારૂજ ઊભું કરીલ છેકે? તેવણજ એ ફંડમાંથી નાંણાંની રકમ હજમ કરીને ખોટી કે ખરી કેતાબો (તેખી તમાંમ ટોળાના પઈશાથી) કાહાડે? પછે પેલી અંનજુમનનાં પઈશાથી કેટલાંક વરશો થઆ છપાવેલી કેતાબ એક "વજકરદ દીની" નાંમની "મેંદીઓમાહાની" બનાવેલી હેવાં ખોટાં નાંમ આપી ખોટી ઊભી કરેલી જાંમે જંમશેદ છાપાખાંનામો અથવા અંનજુમનનાં દફતરોમો પડીને શડેછે, તેનો કાંઈબી વીચાર દીલમો ન લાવતાં રૂપીઆ ૧૪૦૦) ની રકમ પાણીમે નાંખીછે—તે કેતાબોને નથી ભુમીદા કરતા કે નથી અગનીદા કરતા તીઆરે શું રાખી મેલીને બશો ચારશો વરશ જવા દેઈને ધરમનાં ખોટાં ફરમાંન ચલાવવાની નેમ રાખીછે કે? અથવા શું અશો રૂહુ મેદીઓ માહાની કાબેલીઅતને ધોકો લગાડવાને રાખી મેલલીછે? તેનો ખોલાશો પંનચાતનાં ટરશટી શાહેબોએ આપવો—પછે બીજી રાખશી રકમ ખરચીને તેજ ધણી. પાશે કેતાબ "દીનકરદ" નાંમની કાહાડવી. હજુરતો એક તાબુત પડીને કોહેછે અને બીજી કેતાબની અગત દીશતી નથી ને પેંહેલી કેતાબનું ખોટારૂં શાબેત થઆ છતાં તે રેહવા દેઈને બીજી કેતાબ કહડાવશેતો આપણ તમાંમ જરથોશતી ટોલાનું દીલ દુખવેઆ બરમાંણેછે—કારણ કે ધરમને મલતી વાતછે—અને સરવે જરથોશતીઓને ખરૂ બોલવાની છુટછે, તેમજ હું એક જરથોતી અથોરનાંન તરીકે માહારા વીચાર જણાંવીચ તેમાં કાઈ અડચણ નથી, કારણ કે રાશતી બોલવાને જઅત કરતાનો હોકમછે; તે કરતાં ફંડનાં ટરશટી શાહેબોને પુર શતા હોએ તો તે શાહેબો માલેકછે, ગમેતો એ ફંડ શઘલું લુટાવી દીએ તો તેમાં માહારી કાંઈ હરકત નથી; ગમેતો અમશથા રૂપીઆ ૧૫૦૦૦) અંકે પંદર હજાર દશતુરજી પેશોતંનજીને શુબેથી આપી દએ, પણ એક ધરમને નાંમે એરખાતી કેતાબ છપાઈને શડેછે તેટલે બીજી કેતાબ એજ દશતુરજી ધરંમ શંબંધી બાહેર પાડે ને અગર પેલી "વજ કરદ દીની" ની માંફક પડી પડી શીખે તેનું શું કરવું? શું અંનજુમનનાં ફંડમોથી

જરથોશતીઓનાં શમારગના પઈશા કમારગે ખરચીને ધરંમનાં દફતરો શ
ખ ભરેલાં છપાવીને ધરમને તથા ટોલાને લીછું લગાડવું કે? ના; તેમ
નહી બને. પછીતો ટરશટી શાહેબો મુખતેઆરછે. હું અંનજુમનનાં ફંડ
નાં ટરશટી શાહેબોને એલતેમાશ કરૂંચકે તમો શાહેબોએ જો આવી મા
હાભારત કેતાબ છપાવવીજ હોએતો શરવે જરથોશતી અંનજુમન ખુશી
થાએ ને તમો શાહેબોને જશ મલે એમ કરવું—નહી કે પોતાનોજ વીચાર
બાહાલ રાખવો ને બીજા શાહેબોનાં દીલ દુખવેઆ પરમાંણે કરવું; તે દરશ
ત નથી—તેનું કારણ એકે જરથોશતી ટોલામો ઘણા દશતુરજી શાહેબો
તથા મોબેદ શાહેબો તથા નેકમનશનીનાં બેહેદીન શાહેબો હાલ ભણેલા અ
ને ધરમની પુરતી માહીતગારી ધરાવે એવા મોજુદછે, તે શાહેબોએ મે
હેનત કરીને અથવા પઈશા ખરચીને એલંમની માહીતગારી શું કરવા
મેલવીછે? તે શાહેબોને છુટાપણાંનો હક કાંએ નહી મલે અને તે શાહેબો પો
તાની કીધેલી મેહેનતનાં ફલ કાંએ નહી ચાખે? ઈઆને આવી પેહેલ
દરજાની કેતાબ કાહાડીને જરથોશતી અંનજુમણ તરફની શાબાશી કાંએ
નહી મેલવે? ઈમ બને તીઆરે ગેરઈનશાફ ગણાએ, તેથી શરવે વીદવાંનોને
છુટાપણુ આપવું દરશત નજર આવેછે જેથી આગલ ચાલતાં બીજા શા
હેબોને એલમ પછવાડે મેહેનત કરવાને ઉતેજન મલે તેથી ઇનશાફની
રાહે જોશોતો તેમજ થાવું જોઈએ, અને સરવે જરથોસતી વીદવાંનોને
નીચલી કલંમ પરમાંણે જાહેર કરી ઇનશાફ આપવો જોઈએ; તે કલંમ
એ કે:—"મુમબઈના અથવા કોઈબી જગીઆનાં દશતુરજી શાહેબો તથા
મોબેદ શાહેબો તથા બેહેદીન શાહેબોને જાહેર કરવામો આવેછે કે આપ
ણા જરથોસતી ધરંમને મલતી દીનકરદ નાંમની કેતાબ ૧) ચોકશ ભાગ
માં તથા ચોકશ વરશની મુદતમો તેનો ખરો તરજુંમો કરીને ખરે નાં
મે બાહેર પાડસે તે સરવે વીદવાંનોની કેતાબ બાહેર પડવા બાદ ચોકશ મુ
દતે એક જાહેર વીદવાંનોની કમેટી કરી તપાશવામાં આવશે, અને જેહેની કે
તાબ મધે વાંધો રેહેસેતો બીજા જરમની અથવા ઈઉરોપખંડના આલમા
ઓની કેમટી ઉપર તપાશવા મોકલવામો આવશે—પછે તપાશીને જે ધ
ણીઓની કેતાબ શહી અને દરોસત હશે તેવા ધણીઓને ઇનામ તરીકે
ચોકશ રકંમ આપેઆમાં આવસે;" કરીને જો તમો શાહેબો છપાવી જાહેર
કરશોતો વધારે માંન ભરેલું તથા અપખશપાતપણું ગણાશે, તે માટે કોઈ

ભી રીતે તમો શાહેબોને કોઇથી એકબી શબ્દ‌ુંન બોલવાને હીમત રેહેશે નહી; અગર તમોજ તમારી મરજી માફકનું કરશોતો પેલી કેહેવત પર માણે થશે કે "માંમાંને તાંહાં વેહા અને માએ પરીશે"—તેવુ થાશે, તે કરતાં હાલ હેવી માહાભારત કેતાબની અગત ચાલતે જમાંને શું છે? તેનું કારણ એકે કોણ તે કેતાબનાં ખરાં ફરમાંન પરમાંણે ચાલવાનું અને કોણ ચાલવાને ઊલટ આપવાનું? બમણો બીચારા ગરીબ મોબેદો તથા ગરીબ બેહેદીન શાહેબોનાં દીલમો નવેશરથી બીજો વસવશો પેદા થાશે. એ કેતાબ વાંચીને તેનાં ફરમાંન પરમાંણે કેટલાએક આપખુદ દશતુરો નહી ચાલશે અથવા નહી ચાલવા દેશે તથા કેટલાએક બોહોશીલા મોબેદો નહી ચાલશે અને ચાલશે તેનો અટકાવ કરશે તથા કેટલાએક બેહેદીન શાહેબો પોતાનીજ મતલબને વાશતે નહી ચાલશે પણ પોતાના દશતુરને તથા પંડકીનેબી નહી ચાલવા દેશે તથા કેટલીએક દરેમેહેરના માલેકો પોતાની આપખુદીથી પોતાની જગીઆ ઊપર પોતાની ખુશી પડશે તેમ ચાલવાને હોકંમ કરશે તાહારે તેનું શું કરવું? શાહેબ—હાલ જે ધરંમનાં ફરમાંન જાહેરછે, તેજ ચાલવા અથવા ચલાવવા વીશે તરેહવાર રીતે વાંધો કેટલાંએક વરશ થઆં ચાલેછે તેનોજ અટકાવ કરવાને સરવે જેણોને લાગેચ વલગેચ તેવો કાંણે હાથ મેલેછે. કેટલાએક દશતુર પોતાંનીજ બોહોશને વાશતે ઊલટપાલટ ધરમનાં ફરમાંનો ચાલેચ અને ચલાવેચ, અને કેટલાએક મતલબી મોબેદો પોતાની મતલબથી પેટ ભરવાને શારૂ ઊલતા ચાલેચ, અને કેટલાએક બેહેદીન શાહેબો ઊલટું ચાલવાને ખુશાંમતથી મદદ કરેચકે પુછનાંર કોણછે? કેહેવત પરમાંણે " વર મરો કે કણીઆં મરો, પણ ધરંમગુરૂનું કાંઇ જાવાનું નહી " તેમજ "ધરંમ ડુબોકે ટોલો ડુબો તહેમો ટોલાના વડીએલ શાહેબોને શી પરવાહછે, તેનો જો દાખલો જોવો હોએતો પેલી ૪૭૯) અંકે ચારશો ઓગણાહેંશી જરથોશતી શાહેબોની શહીની એક અરજી રોજ ૧૬ મો માહા ૧૦ મો શને ૧૨૪૦ ઇઅં અદેજરદીની તેરીખની ધરંમ શંબંધી વાંધાનો ફડચો કરવાવીશેની જરથોશતી ટોલાના અકાબર શાહેબો જંણ ૧૮) નાં નાંમની સર જંમશેદજી જીજીભાઇને હાથોહાથ આપીછે તે હજુરશુધી પડીપડી રીબેચ અને પેલા ૪૭૯) સહી કરનારા જરથોશતી હવા ઊપર લટકી રહેઆચ—નહી આએ તર કે પેલી તર; તે અરજી વીશે ખરૂંનરૂં "હમોજ અંનજુમંન ખોલાનીને

કરશું" કરીને જંવાબ મલેઆનેબી લગભગ આશરે માંશ ૯) થાઆછે, પણ તેનું કાંઇ ઠેકાંણું પડતું નથી; નહી કરવું, કે નહી કોઇને કરવા દેવું હેવું બંધાંન આપણા ટોલાના અકાબરોએ કરી મેલીઉંછે—તેઓ હજુરશુધી કાંઇજ ઇનશાફ અથવા જોશતેજો કરતા નથી કે નાઃ ઇઆ હાઃ નો જવાબ કેમેટી તરફથી મલતો નથી કે જેથીકરીને કોઇને બીજો મારગ શુજ પડે કારંણકે ટોલાનાં વડીએલ શાહેબોએ અટકાવી રાખેલું કાંમ કોઇની શું મગદુરછેકે હાથ પકડે? તેહમો વલી એકાએક (આએ દાનીકરે દનો) બાજોનવો વાંધો ધરમ શંબંધી કરવાની કાંઇ અગત નથી; જાહારે તે માહાભારત કેતાબ બાહેર પડશે ને તેહનાં ફરમાંન પરમાંણે ચાલવા તથા બાપદાદાની ચાલ ચલાવવા તથા ટોલાને મલતા રેહેવાનાં બાહાંનાંને તથા મતલબ ધરાવનારા આપખુદ દરેમેહેરોના માલેકોની આપખુદીનો વાંધો પડશે તે વાંધો પતાવવાને કીઓ શેડીઆ હીમતથી બાહેર પડશે? તેતો હમોને હાલને જમાંને કોઇજ નજર નહી આવતો; જાંહાં જોઇએઅ તાંહાં મતલબ અને ખુશામતનુંજ અંધારૂં નજર આવેછે; તે કરતાં નહી હોએતો તેનું એકજ નાંમ!! પણ ઇઆદ રાખવું કે સચાઇનો શાહેબ જે છે તે હમેશ શચાઇજ નજર આપશે. આખરે શચાઇ છુપી રેહેનાર નથી અને અંતે જુઠું તે અંધારી શાથે આખરે નેહેશત થાશે; અમીજી શાહેબ આએ લખાંણથી ઘણુજ લંબાંન થાઇ ગીછે પણ તમો શાહેબ કોઇની શંખ રખાવત ઇઆ ખુશામત ન રાખતાં તમારાં માંન પાંમેલાં પતરમાં આએ માહારૂં ચરચાપતર સદાબરૂં અથવા કટકે કટકે એજ માંફક છાપીને તમારાં પતરની ખુબી જાહેર કરશો. એવી હમોજ નહી પણ શરવે વાજબાપણે ચાલનારા જરથોશતીઓની આશાછે, એટલી તમો શાહેબને હમારી અરજ છે.

લી૦ હું છેઉ તમારો નમનતાઇ ભરેલો શેવક—

**મોબેદ રતનજી રૂશતમજી ડાંગા,**

તે જરથોશતી ધરંમનું અને ટોલાનું ભલું ઇછનાર.

## અખબારે શોદાગરનાં લખાંણુનો જવાબ·

અખબારે શોદાગર, શમાચાર દરપણ તથા ચાબુક નાંમનાં એક નીઉશપેપરનાં અધીપતી ઉપર હુમોએ હુમારૂ ચરચા પતર મોકલેઉ હતું તે જોકે તેને પોતાનાં પતરમાં દાખલ તો કીધું નહી પણ ઓર તેની વીરૂધ તા૦ ૧૯ મી આગશટનાં પતરમાં કેટલુંક લખાંણ કીધુંછે, જેનો રદ જવાબ હુમો હુમારી તરફથી નીચે મુજબ આપીએછે:—

એ પતરવાલો "પારશી ટોલાના ધરંમ ગુરૂઓમાં ચાલતી આવેલી અદેખાઇ" હુવે મથાલે લખેચકે—"દશતુર પેશોતનજી તરફ હશદ ભરી કેટલીએક ભડાઇ કરી બતાવી છે" એમ લખેઉછે—પણ તેને જાંણવું જોઇએચ કે હશદ તથા ભડાઇ કેવારે માલમ પડતે કે તે હુમારૂં આખું ચરચાપતર પોતાના પતર મધે શદાબરૂં છાપીને જાહેર કરતેતો માલમ પડતે. વલી તે લખેચ કે "હુવાં નજીવાં લખાંન છેડીદેઇને કંઇ શારે મારગે લાગે" હુવી હુમોને નશીહત કરી છે પણ તે જો ખરો અને અપક્ષપાતજ હુતે તો આવાં લખાંણને નજીવું જેવું નહી ગંણતે, હુમે એતો ટોલાના વડીએલ સાહુેઓને હુમારાં લખાંણથી શારી શુચનાં કરીછે કે પેલી અંનજુમંનનાં ખરચથી છપાએલી ખોટી મતલબ ભરેલી તે શાથે ધરંમ હુબાડનારી કેતાબ ૧) વજકરદ દીની નાંમની જે દશતુરજી એદલજી શંનજાંણાએ ઉભી કરેલી દશતુર પેશોતનજી સંનજાંણાની તપાશ હેઠલ છપાઇ નીકલેલી આશરે વરશ વીશ બાવીશ થઆં રેહુવા દીધીછે તેહુને નેહુશત કરવી. એ મધે હુમે કોઇની પખશ તથા વીરૂધથી નથી લખેઉ પણ ખરે ખરા અને વાજબી રીતે હુમારા વીચાર જણાવેઆ છે. વ

લી તે લખેચ કે "ટોલાના વડા દશતુરજી પેશોતંનજી છે અને તેવંનનેજ એ કાંમ માંટે પસંદ કરેલા છે" પણ એ અધીપતીને હમો પુછીએચકે તેણે વડા દસતુર તે કેમ ઠેડ વેઆ? શું તે અધીપતીને ઘેરનાજ વડા કે? કે આખી અંનજુમંનના ઠેડવી મેલેઆ છે? પણ તે અધીપતીએ જાંણવું જોઈએકે દસતુર લાઈબલ કેશની વેલાએ જાહેર કોરટ મધે દશતુર મજકુરે શાખસી આપી તાંહાં પોતાનેજ મોહોડે કહીઉં હતું કે "હું આતસબેરાંમનોજ દસતુર છેઉં" એ મીશાલે કેહેવા છતાં અખબારેના અધીપતીએ કીઆ વીચારથી વડા દશતુરનો શબ્દ લખેઓ છે? હવે એજ અધીપતીએ હશદ તથા અદેખાઈ ભરેલું લખાંન અને વીજંન કરીને દશતુર પેશોતનજીને શાતમે આશમાંને ચાહડાવીને પોતાની મતલબ ખુશાંમદખોર તરીકે જાલવીછે તે હમારાં લખાંન (ચરચાપતર)નો તથા અખબારેના તા૦ ૧૯ મી આગસટનાં લખાંણનો મુકાબલો જોબી દાંનેશમંદ વાંચનારાવો કરશે તેવો સાહેબોની ખાતરી થાશે કે હશદ ભરીઊ અને મતલબી લખાંણ કોણનુંછે. વલી તે લખેચકે દશતુર પેશોતંનજી પુરતી રીતે લાએક ઠડવાથી તથા પેહેલવી એ લંમની માહીતગારી ધરાવવાથી આપણી સરકારે દશતુર પેશોતંજીની તરજુમો કરેલી કેતાબ ૧૦૦) વગર તપાશવે આગમચથી લેતી કીધી છે; પણ તે હમો કાંહાં ના કહીએચ કે વગર તપાશ કરવે શરકાર નહી લીએ. હમારૂં કાંઈ હેવી મતલબનું ચરચાપતર નથી. હમારૂ લખાંણ તો એવુંજછે કે ટોલાના વડીએલ શાહેબોએ વગર તપાશ કરવે મજકુર દશતુરની ચોકશાઈ હેઠલ પેલી ખોટી બનાવત કરેલી "વજરકરદ દીની" છપાવી રાખી મેલીછે તેમજ એ દીન કરદ કે તાબનુબી થાઈ પડેતો તેનું શું કરવું? શું શો બહુશો વ

શશ જવા દેઇને ખોટો ધરંમ ચલાવવો ? તેનો કાંઇ જ વાબ અથવા બોલાશો ન લખતાં વલી એ અધીપતી લખે ચ કે "શરકારના અધીકારીઓએ દશતુર હોશંગજી જામા શપજી વીશેનો વીચાર ફેરવીને દશતુર પેશોતનજી પાશે તર જુમો કરાવવાને વાશતે એ દશતુરને પશંદ કીધાછે" પણ હમો તે અધીપતીને પુછીએચ કે શરકારના અધીકારી તે કોંણ ? શરકારનાં અધીકારીતો ઘણાબીછે તેનો કશો બોલા શો મજકુર અખબારેવાલાએ જણાવેઓ નથી. વલી બી જું હેવું લખેચ કે "પુણાવાલા ખાંનબાહાદુર દશતુર નાશરવાંનજી જામાશપજીનાં ભાઇ દશતુર હોશંગજી જામાશ પજી પાશે એ તરજુમો કરાવવાનો વીચાર શરકારે રાખેઓ હતો". તારે શરકારનો વીચાર ફેરવીને કીઆ અધીકારી એ દશતુર પેશોતનજી વોશે વીચાર બાહાલ રાખેઓ ? શ રકારનો વીચાર ફેરવવાની તેનાં અધીકારીઓને શું જરૂર પડી ? તથા દશતુર હોશંગજીમાં ખાંમી તે શું જોઇ ? અને શરકારનાં અધીકારીઓએ દશતુર પેશોતનજીને નીરમળ ની રાકાર તે કેમ પીછાનેઆ ? ફકત અખબારેનાં લખેઆ પર માંણે એ દશતુર વધારે પેહેલવી શીખેઆ તેથી કે ? અ થવા કાંઇ ચાલચલણની અજમાએશ કરીને ? તેનો બોલા શો એજ અધીપતીએ લખવો જોઇતો હતો. વલી એજ અધીપતીનાં લખાંણ ઊપરથી તો હેવું માલમ પડેચ કે મ જકુર અધીકારીઓને ખબર નહી હશે કે દશતુર પેશોતનજી ની તપાશથી ધરમ દુબાડનારી એક કેતાબ વજ કરદ દીની છપાઇને આજ દીન શુધી પડી પડી રીબેછે અને અંનજુમ નનાં રૂપીઆ ૧૪૦૦) કમારગે ખરચાઆછે. વલી જો તે વખતના અકાબર શાહેબોને ધરંમની દાહાજ હતે તો હજીર શુધી એ કેતાબ રેહેવા દેતે નહી—તે કરતાં હમે કાંહાં ના

કહીએચ કે દીનકરદ કેતાબ દશતુર પેશોતંનજી નહીંજ કા
હાડે. હમેતો ખુલું લખેઊંછે કે પેલુ ઊભું કીધેલું રૂ૧૪૦૦)
નું ખોટું તાબુત પેહેલે દેખાનાવવું અને પછે એજ ધણી
પાશે બીજી કેતાબ કહડાવવી જેથી કરીને આપણા ટોલામાં
ગભરાટ નહી થાએ અને શાશતી વીચાર ધરાવનારાવો
નાં દીલ નહી દુખે. વલી પેલી કેહવત છે કે "મેરે દાદા
કી શાહાદીમે બારા કોશકા માંદા બાંધા થા" તેમ એ અ
ધીપતીબી દશતુર પેશોતનજી વીશે મોહટી મોહટી બડાઈ
નુ પીજંન કરીને શપાતા મારેચ અને હમોનેબી શાહાદત
તરીકે લખેચ કે મજકુર મોબેદને (હમોને) ખબર હશે.
વલી એજ અધીપતી લખેચ કે "કેટલાંએક વરશ અથવા
મહીના થચ્આ શભા ભરીને કેટલાએક શેઠ શાહેબોએ દશતુ
ર પેશોતનજી વીશેજ પુર વીચાર આપેઓ" પણ જો એ
વાત ખરી હોએતો એ અધીપતીને લાજમ હતું કે તે
શેઠ શાહેબોનાં નાંમ ખુલાં જણાવવાં હતાં !

હવે હમો લખીએચકે અગર કોઈ કાબેલબી હોએ
પણ તે મતલબ અને ખુશાંમદનોજ નવાલો ખાતો હોએ તે
ને આપણ કાબેલ કરી કેમ કહી શકીએ ? કોઈ વધારે પ
ઢેલો હોએ અને ધરમનાં ફરમાંનમાં હરખત થાતી જોઈ
ને ખરૂં નરૂં કરવાને પછાત રેહેતો હોએ તેને કોંણ ધ
રંમગુરૂ કરી કેહેવાનું ? જરથોશતી ધંરમનો વાંધો જોઈ
ને, જે વડીએલ તરીકેનો ફાંકો રાખી મતલબીઆવોની
મતલબ જાલવી ખરા ફરમાંન વીશે ચુનોચરા નહી કરે
તેને કોંણ ખરો જરથોશતી કરી કેહેવાનુ ? વલી એ અધીપતી
તચાકપણે લખેચકે ગોએઆ હમો નેક કાંમમાં કચરો નાંખીએ
ચ, અને તેજ કચરો ઊપલો અધીપતી મોહોડાં ઊપર બુર
ખો નાંખીને ઊચકી લીએચ તેનો શાર હમારા દાનાવ વાં

અનારાવોને હમારૂ ચરચાપતર વાંચેઆથી જણાઇ આવશે કે મતલબી અને હશદખોરૂ લખાંણ કોણનુંછે, અગર હ મો હશદખોરૂ લખાંણજ લખતેતો દશતુર પેશોતનજી વીશે કેટલાએક મુદદા શાથે દાખલા દલીલ બતલાવી આપતે, તેમાંનો એકજ નમુનો જોવો હોએતો દશતુર પેશોતનજી ની પેહેલવી ગરાંમરનું ૩૧૦) દશની કીમતનું પુશતકનું ખોટારૂં શાશત ગોપ્‌તારમાં છપાએલુંછે, તે ઊપરથી ખા તરી કરી લેવી, તથા એ શીવાએ હમોએ બીજા ઘણાએક દાખલાવો જોએલાછે કે જેવીશે મજકુર અખબારેનો અધી પતાબી અનજાંણો નહી હશે—પણ દશતુરને પોતાના દર જજાની શરમીંદગી હાંશેલ થાએ તેથી વધારે દાખલા આ પવાને દરૂશત જોતા નથી અને ઊપલો અધીપતી હમોને હશદખોરા લખીને દશતુર પેશોતનજીની કાંઇ પખશ ખેંચ તો નથી પણ હેવી રીતનું છાપીને ઓર દશતુર પેશોત નજીના દરજજાને જાંહાંખ પોંહોંચાડેછે—કેમજે તેનાં બો લવાનો જવાબ આપતાં દશતુર મજકુરની વીરૂધમાં જે શાશતી હોએ તે હમોને બોલવાની ને લખવાની ફરજ પ ડેછે. વલી એજ અધીપતી લખેચકે "તમારી (હમારી)ચા રશો ઓગનાહેશી શહીની અરજી કાંઇ હેવી નથી કે જેથી જ રથોશતી ટોલામાં એકશંપી થાંએ" પણ અરજીમાં લખે લા શવાલની બીનાં કાંઇ હમારી પોતાની તરફથી પેહેલવે હલી નીકલેલી નથી પણ તેજ ૬) શવાલ ટોલાના વડીએ લ શાહેબોએ આશરે વરશ ૨)થી વધારે થઆં, ખરૂં નરૂં કરવાના તથા કુલે જરથોશતીને ખરે મારગે ચલાવવાના હેતુથી દશતુરજી જાંમાશપજી મીનોચેરજી જાંમાશપઆ શાના તથા દશતુરજી પેશોતંનજી બેરાંમજી શંનજાંણા, એ ઓ ઊપર લખી મોકલીને તેનાં જવાબ માંગેઆ હતા અ

ને તેનો ખોલાશો પણ મજકુર દશતુરો તરફથી છપલાં શેઠીઆવો ઉપર મોકલેઆમાં આવેઓછે. તેટલાં વલી શેઠ મેરવાંનજી માંણેકજી શેઠનાંનાં શરનશીનપણાં હેઠલ એ ખબારેના અધીપતીના વડા (!) ઠેડવેલા દશતુર પેશોતંનજી તથા પાંચ દશ મોબેદો (તેઓ ખોરશેદ મેહેરની નીઆઓશ પડેલા હેવા) વીદવાંનો અને બેતરણ મતલબી તેઓ દશતુર પેશોતંનજીનાં મત પરમાંણે ચાલનારાઓને ખરંનરં કરવાને શારૂ લઈને બાહેર પડેઆ હતા તે હેવું શંમજાવીને કે એ કંકાશને દુર કરવો અને જરથોશતી ટોલાનું તથા ધરમનું ભલું ઈછવું—હેવી તરેહનો દેખાવ દેઈને બાહેર પડેઆ હતા પણ તેનો છેલી બેઠકનો નીવેડો તો હેવો આવેઓ હતો કે પાંચ મત ઈઆને પાંચ ધરમના વાંધા ધરમનાં પરમાંનથી એકમત થઆછે, અને એક મતનો વાંધો રહે ઓછે—હેવું પેલા ઓલમા મોબેદો શાથે ચોકશ કરી ઉઠેઆ હતા અને તે બેઠકનો હેવાલ રાશત ગોફતારના એક આંકમાં આવેલોછે તે જુવો. હવે દાંનાવ વાંચનારાવો વીચાર કરશે કે એ બાબદમાં પેહેલ કોણની તરફથી થાઈછે. એજ હધીપતીને હમો પુછીએચ કે તમારે ઘેરના ઠેડવેલા વડા દશતુર (!) પેશોતંનજી પેલા વીદવાંન અપક્ષપાત મોબેદોની કેમેટીનો બાકો રહેલો એક વાંધો કીએ જમાંને પતાવશે! અને પેલા શરનશીનને તેના શરનશીનપણાંની શાબાશી આપીને કેઆરે પાર ઉતારશે! તે વીશેનો ટાંકપીછોડો કરવાનું કારણ શું? તે મજકુર અધીપતીએ ખોલલું કરવું જોઈએ. શેઠ મેરવાંનજી શેઠવાલી એકતરફી મીટીંગ જોવાથી હમોને ટોલા તરફથી એક જરથોશતી તરીકે ફરજ પડી કે ટોલાના વડીએલ તરીકે જે શાહેબો ગણાતા હતા તે શાહેબોના નાંમ જોગ એક

અરજી કરવી. વલી એ બાબે ઇઅજદાંપરશતનાં અધીપતી એબી લખાંણ કરતાં જણાંવેછે હતું કે "જેનાં કાંમ તે તેથીજ થાએ અને બીજો કરેતો દીશ્રાં ખાએ" તે પરમાં ણે હમોએબી ખરો વીચાર બાંધીને અરજી કરી હતી. હવે આએ સવાલ હમે વાંચનારા શાહેબોની મુનશફીને શોંપીએચ કે એ અરજીનું કાંમ હમારૂં પોતાનું ઇઆ એ અરજી હમારા એખલાનાં ભલાંને કાજે કરી હતી કે આ ખા જરથોશતી ટોલાને કાજે? તાહારે શા ઉપરથી ઉપલો નાપાકેપ અધીપતી હેવું રૂપ બતલાવેચ કે "તમારી" અરજી ઇઆને હમારી એખલાની!

વલી એજ હવાઇ અધીપતી હેવું લખેચ કે શેઠીઆ વોએ તમારી (હમારી) ઉપર મોહોગંમમાં જવાબ મોકલે એછે. વાહવારે કાબેલ અધીપતી! જેવા તમે છેવો તેવાજ અકાબર શાહેબોનેબી બનાવેઆકે? કેમેટી તરફથી હાવી માહાભારત અરજીનો જવાબબી શું મોહોગંમમાં મોકલા એકે? એ મોહોગંમનો જવાબ શું તમો હવડાંજ ખુદરતથી શહમજેઆકે? કારણકે હમો ઉપર કેમેટી તરફથી જવાબ આવેઓ હતો તે જવાબ તમારાં પતરમાં છેક રોજ ૨૨ મો અને માહા ૩ જો શને ૧૨૪૧ ને દીને હમારી ખરી શહી શાથે છાપી પરગટ કરેઓ હતો તે વખતે તમોને મો હગંમની શમજણ નહી પડી હતી કે? અગર તમારાજ લખેઆ પરમાંણે શેઠીઆવોએ મોહગંમમાંજ જવાબ મોકલેઓ હોએતો ખચીતજ પેલા ૪૭૯) શહીવાલા અરજદારોને ના દાંન બચાં શમજેઆ હશેં પણ એ ગાફેલ અધીપતી! તે મ નથી. શેઠીઆઓએ જે જવાબ મોકલેઓ હતો તેતો ખરાજ વીચારથી ખરૂં નરૂં કરવાની નેમ ધારીનેજ મોક લેઓ હતો, પણ પછવાડેથી કોંણ જાંણે શું બનાવ બને

ઓછે કે તેમાં ટીલ પડીછે—કદાચ એમ બનેલું હોએ કે કોઇ મતલબી અને ખુશાંમદખોરાઓ પોતાની મતલબને શારૂં અને ફીકા પડવાની ધાશતીને લીધે કેટલાએક શેઠી આવોને ઘેરે ઘેર ફેરા ખાઇને મોહોટી આજેજીથી કહી આ વેઆ હોએ કે શાહેબો, અમશથી ટોલાઓ ફેશતો થાશે, તે થી કરીને પેલા શેઠીઆવોમાંથી ચાર પાંચ શેઠીઆવોએ ચોકશ પક્ષવાલાઓની મતલબ જાલવી હશે અને તેથી એ જવાબને આ મતલબી અધીપતી "મોહોર્ગંમમાં મોકલેલો" ગણતો હોએતો કોણ જાંણે.

વલી એજ બાહોશ (!) અધીપતી બેંકોનાં તથા શર કારી દાખલા આપીને લખેચકે જાંણે કે હું (પોતે) મારી મતલબ મુજબ શેઠીઆવો પાશે ખરૂં નરૂં કરાવા માંગુંચ પણ હેમાં માહારી મતલબ તે શુંછે? ધરમનું ગોંદલ આ લેઉ જાએચ અને તેનો કોઇબી અટકાવ કરનાર નહી મલે તેથી ટોલાના વડીએલ શાહેબોથી જે વીચાર બાહેર પડેઆ તેજ વીચારને મલતો થાઇ ટોલાઓ બખેડો નહી ઉઠે અ ને ધરંમની શમાંધાંની થાએ હેવા હેતુથી અકાબર શાહેબો ને અરજી આપવાની મેં આગેવાંની કરીછે, તેમાં માહારી મતલબ મુજબનું ખરૂંનરૂં કરવાનું કેમ ગણાંએ!

આવાં વાંકાંતીકાં તથા બેવકુફાઇ ભરેલાં લખાંણ કરના રા અધીપતીતો પોતેજ મતલબ શાચવીને લાગતા વલગતા ને રાજી રાખવા માંગેચ જેથી જાણે તેવો ભાંગ પીઇને લ ખવા બેઠા હોએ તેવું દીશેચ. વલી હમારો એજ શાધુ અધીપતી હમોને ભલાંમણ તરીકે લખેચ કે "તમારે (હમા રે) કાંઇ દીલમો નહી લાવવું અને હમારા (અધીપતીના) વાજબી (!) વીચાર અને ભલાંમણ ઉપરથી પોતાના મ નમાં (હમારા મંનમાં) કશુ ખોટું આંણવું નહી"—હેવી

હમોને નશીએત કરવા નીકલેઓછે ! પણ એજ અધીપતી નાં અપક્ષપાત અને વાજબી લખાંણ અને વીચારની શું તારીફ કરીએ, કેમકે બીચારા એ અધીપતીથી લખતાંતો લખાઊ પણ પાછલથાં તેનેજ શમજ પડેલી ખરી કે તેને મ તલબી એકજ આંખે જોઈને પોતાનાં પક્ષવાલાની રૂખ રા ખતાં બીજા નીરદોશને નકાંમો શતાવેઓછે તેથી તે હમારી પાશે આગલથી દરગુજર માંગી લીએચ કે હમારા મનમાં કાંઈ લાવવું નહી. ખરી વાતછે—હમારૂં મન ખાલેશ ને શા ફ છે તેથી હમોતો હમારા મનમાં કશું લાવશું નહી, પણ બીચારા એ અધીપતીનાં મનમો શદાનો દગદગો રહી જા વાનો કે મેં ખોટી રીતે એક નીરદોશને શતાવેઓછે.

એ અધીપતીનું હમેશજ વાજબી બોલવું તથા લખ વું જોવું હોએતો એજ હમારા ચરચા પતરનો એ ધણા એ જે જવાબ આપેઓછે તે ઊપર પુરતું ધેઆંન વાંચનારાઓ એ આપવું જેથી કરી અપક્ષપાત તથા વાજબીપણું મજકુર અધાપતીનું જણાઈ આવશે. અગર એજ અધીપતીનું બીજું લખાણ જોવું હોએતો નીચે મુજબ વાંચી વાકેફ થાવું—અખબારેના તા૦ ૨૮ મી આગશટનાં પતરમો એજ અધીપતીએ મતલબી લખાંન કરીને જાણેકે કોઈ બાપુ જી રતનજીની સહીના ચરચા પતરનો વાજબી જવાબ આપતો હોએ તેવું દોલ ધાલીને લખેઊચકે "બેરીઅલ બીલ વીશેની (૨૦૦) શહીની અરજી તો દશતુર જાંમાશપજી મી નોચેરજીના ચરચા પતર છપાવાની ૮) દીવશ આગમજની તઈઆર થાઈ હતી" અવાખશે પશેમાંન!! એ અધીપતી તો દરોગ બોલવું તથા લખવું શું ચીજ છે તે કાંઈ તે પોતે શમજતોજ નથી. હું એ એકતરફી વીચારના આપનારને પુછુંચ કે દીન (૮) અગાઊ બેરીઅલ બીલ વાશે કોણે અ

રજીની આગેવાની કરી હતી? તથા કીઆ શેઠીઆવો જોગની અરજી કરી હતી! અને તે કીએ દાહાડે તથા કોણે આપી! તેનો ખોલાશો મજકુર અધીપતીએ વીગત શાથે લખી જણાવવો; નહીતો નીચે મુજબનું આએ માહારૂં લખાંણ એ અધીપતીએ પોતાનુ મગજ ઠેકાંણે રાખીને વાંચવું:—

તા૦ ૨૨ મી આગશટ ૧૮૭૨ ને દીને દશતુરજી સાહેબ જામાશપજી મીને.ચેરજીએ છપાવેલુ ચરચા પતર હમે વાંચેઆથી જરથોશતીઓનાં દુખમાં વીશે શરકારી નવો ધારો નીકલવાનું માલમ પડેલ અને તે વીશે હમોને અતીશે ધરમનું અને ગરીબ જરથોશતીઓ વીશે દુખ લાગું જેથી ખોદા વાશતે હમોએ તા૦ ૨૩ મી આગશટ ૧૮૭૨ ને દીને એક હમારા મીતર પાશે અરજીની નકલ કરાવી ને તેજ દીન હમો પોતે જરથોશતીઓમાં ફરી વલીને તે શાહેબોની એકજ દીનમો બની આવી તેટલી (બહુશો એક) શહીઓ લીધી અને તા૦૨૪ મી આગશટને દીને હમો તથા બીજા ૨) જરથોશતીઓ શાથે શેઠ ફરાંમજી નોશરવાંનજી પટેલનાં બંગલામાં જાઇને તેવણ શાહેબને હાથોહાથ આપી આવેઆ હતા કારણકે તે અરજી ફકત શેઠ ફરાંમજીને નાંમ નીજ કરેલી હતી. હવે અગર એ અધીપતીએ એ બાબદની ખાતરી કરવી હોએતો મજકુર શેઠ ફરાંમજીને તાંહાં જાઇને પુર ખાતરી કરી લેવી તથા વલી મજકુર અરજીમાં તે દશતુર જાંમાશપજીનાં ચરચા પતરનો દાખલોબી લખેલોછે તેથી જોવું તેઆર પછે તમારી (અધીપતીની) તથા વાંચનારા શાહેબોની ખાતરી થાશે કે ઊપલી અરજી દશતુરજીનાં ચરચા પતરનો પછે કીધી હતી કે અખબારેના લખવા પરમાંણે ચરચા પતરની ૮) દીવશ આગમજની થાઇ હતી! એ અધીપતીએ જરા દીલમેનો મેલ શાફકરી સરખી આંખે

જોઇને લખવું જોઇએ, નહીકે હાથમાં પીછરૂં અને કાગજ લઇને બેઠા તો શાધુ તથા વીદવાંન ગણાઇ જઇને એકતરફી ટલી પડવું. કાંજે એક અધીપતીની કલમછે તે રાશતી મારગે વાપડીને શંધાને શરખો ઇનશાફ આપવાનીછે—નહી કે પોતાની તરફનાને માટે ગોલ ગોલ લખીને બીજી તરફ નકાંમુ ઊતરી પડવું તે એક ખરા અધીપતીને છાજતું નથી વાશતે હવેથી તેને ખુબ શંભાલીને ધરમ ધેઆંનની બાબદમાં પડવું તથા લખવું. વલી અખબારેનો અધીપતી કાંહાંવેરનું ખોટું અને જુઠું લખેછે કે તેનો પારજ નહી. તેનો નવો તાજો દાખલો જોવો હોએતો આએછે કે પેલા બાપુજી રતનજીનાં ચરચા પતરનો જવાબ આપતાં તા૦ ૨૪ મી શપટેમબરનાં પતરમાં લખેછે કે તે અમોએ કરેલી અરજીપર દશતુરજી શાહેબ જાંમાશપજી મીનોચેરજી જામાશપ આશાનાએ શહી કરેલીછે અને તે એખલા શેઠ ફરાંમજી નશરવાંનજીને નાંમની કરેલી હોવાથી તે શેઠે એ અરજીપર કશું ધેઆંન આપેઊ નથી. હાવું શરફ ખોટું અને જુઠું એ અધીપતીએ લખવાની કેમ હીમત કરીછે તે હમોને મુદલ શમજ પડતી નથી પણ હમો તેને જાહેરમાં પુછીએછે કે જો તે ખરોજ હોએ અને તેનાંમો જરાબી શાચાપણું હોયતો તેને એ વાત ખરી કરી આપવી કેમંજે હમો તેને ખોટલું અને હીમતની જણાંવીએચ કે એ અરજી ઊપર દશતુર જામાશજીની શહી છેજ નહી કે જે વીશે ખુદ એ દશતુરજી શાહેબેબી તા૦ ૩૦ મી શપટેમબરનાં જાહેર પતરોમો ઇનકાર કરેઓછે—અને શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે એ અરજીપર ધેઆંન આપેઊ નથી હવો આરંગો મારવા માટે તેને પણું શરમાવું જોઇએછે એટલુંજ નહી પણ હેવું લખીને એક નાંમવર

શેઠને માટે પણ તે હરરતું જુઠું બોલવાનો ગુનેહગાર થા એઓછે કેમજે તેનાં લખવા પરમાંણે શેઠ ફરાંમજી પટેલે કાંઇ તે અગતની અરજીપર ધેઆંન નથી આપેલ એમ નથી પણ તે ભલા શેઠ શાહેબેતો એ અરજી મલેઆ પછે તે અ રજીપર શારૂં ધેઆંન આપેલછે તે એટલાવેર કે તે અરજી નો જવાબ એ શેઠ શાહેબે પોતાની તરફથી એ અરજીપર પેહેલી શ ી કરનારા શેઠ ફરાંમજી ડોશાભાઇ માંમાં અને તેની શાથનાં બીજા બેએ જરથોશતીઓ જોગનો લખેઓ હતો અને તે પુગાથી તે અરજીમાં મુખેઅ શ ી કરનારા એ શેઠ ફરાંમજી ડોશાભાઇ માંમાં અને હમો પોતે શેઠ ફ રાંમજી નોશરવાંનજી પટેલ શેઠે તા૦ ૨૨ મો શપટેમબરને દીને ગીઆ તા અને એ અરજી વીશે વાતચીત કરી આ વેઆછે, તે ઊપરથીજ માલમ પડેચ કે એ અખબારેનાં અ ધીપતીએ, શેઠ ફરાંમજી નશરવાંનજી પટેલે અરજીપર ધેઆં ન ન ી આપવાનું લખેલું તદન ખોટું અને કાંઇજ નહી પ ણ ખોટૂંછે—વાશતે એ અધીપતીને હમો જણાંવીએ છે કે આ હમ રા દાખલા દલીલ અને તારીખવાર શાથનાં લખાંણ ને વાંચેઆ પછે જો તે ખરો જરથોશતી હોએતો તેને પો તાની ભુલનો એકરાર કરવાને ચુકવું નહી.



## બીજાં પતરોએ હમારૂં ચરચા પતર નહી છાપીઊ તેનું કારણ શું ?

ઈઅજહાંપરશતનાં તા૦ ૨૫ મી આગશટ ૧૮૭૨ નાં અં કમો તેનો અધીપતી હમારાં ચરચા પતરનો શાર લઇને લખે એકે "તમારૂં (હમારૂં) પતર ઘણું લંબાંન છે જેથી કરીને અથવાડીઆંનાં પતરમો હમો લઇ શકતા નથી". એ મેર બાંન હધીપતીને કાંઇ હમે ચરચા પતરનો શાર લેવાને ન

હી લખેલ હતું પણ હમેતો અમારાં ચરચા પતરમાં લખે આ પરમાંણે સઘલું ની બનેતો કટકે કટકે શાંધન તરીકે છાપવાની ભલાંમણ કરી હતી તેછતાં તે શદાબરૂં નહીંજ છાપેલંતો તે પતર વાલાની મરજી—હમે કાંઇ એ અધીપતી ના માલેક નથી કે જબરીથી છાપવાની ફરજ પાડીએ. વા રૂં એ અધીપતીએ ટુકમાં શારબી લીધો તેને શારૂ હમો તે નો ઉપકાર માંનીએચ.

**મુંબઈ સમાચાર**ના અધીપતીએ હમારાં ચરચા પત રની માતર પોહોંચ લઇ હેવું જણાંવેલ કે તે (હમારા ચર ચા પતરની) બીનાં બીજાં પતરોમાં આવી ગેઇછે તેથી છાપવાને દરૂશત જાંણતા નથી. આ અધીપતી હાવું લખે છે તે ઘણું અજબ જેવું છે કેમજે હમારાં ચરચા પતરની બીનાં બીજાં કોઇ પતરમાં શદાબરી આવી નહી હતી તે છ તાં તેવો એમ શા ઉપરથી લખેચ કે તે બીનાં આવી ગેઇ તેથી છાપતા નથી. શું ઇઆજદાંપરશતનાં અધીપતીએ આટલો શાર લીધોતો તેને શારૂ એવોએ એમ લખેલ હો એતો તેબી બરોબર નથી કેમજે હમેતો તમારાં ઘરાકના વાંચવામો આવે એવું ધારીને તમારી ઉપર જુદું ચરચા પતર મોકલવાની ફરજ જોઇ હતી કે તે ઘરાકો હમારી બી નાં વાંચવાથી બેનશીબ ની રેહે. જે ઘરાક તમારૂં પતર ખરીદ કરે અને જોઇતી અગતની બીનાં બીજાં પતરોમાં વાંચવા જાએ એતો ગેરઇનશાફી જેવું થઇ પડે તથા એક પતરમાં આવી ગએલી બીના કોઇ દાહાડે તમે તમારાં પ તરમે લીધીરે કે નહી? અને તે છતાં એ કાંમ કાંઇ મારૂં એખલાનું નહી હતું આખી જરથોશતી કોમને લગતું હતું અને તેથી તે આખું શદાબરૂ છાપવાની તમારી ફરજ હતી.

**રાશત ગોફતાર** ઊપર હમારૂં લખેલું ચરચા પતર તે
ા અધીપતી જોગનું મોકલેઊ હતું પણ, તે અધીપતીએ પો
ાનાં પતરનુ નાંમ રાશત ગોફતાર કરીને રાખેઊછે તેવાં
ાંમને તે છાજતું કરતો નથી. અગર તે રાશતીજ વીચાર
ણાવતો હતેતો હમારૂં રાશતી લખાંણ પોતાના પતરમાં
ાખલ કરતે. પણ હેવું માલમ પડેચ કે જાંહાં પખશની
ાત આવી હોએ તાંહાં રાશતી કાંઇ વજન ધરાવતું
ાથી અને હાલના જમાનામાંતો ખુશાંમદ—પખશ—
થા મતલબ શાચવવી હેવી હેવો તરાંહને લોકો રાશતી ગ
ણે છે! તથા વલી એ અધીપતીએ હમારૂં ચરચા પતર નહી
ાખલ કરવાનું કારણ હમે હેવું વીચારીએચકે ટોલામાં શું
થએલો જોવાને તે રાજી નહી હોશે તથા દશતુર મોબેદો
ાં હંમેશ કંકાશ પ્રીતનો તથા ધરમ શંબધી વાંધાવો રહી
જાએતો એ અધીપતીને તેનુ કાંઇ લાગતું નહી હોશે; કાંએજે
ેને દશતુર મોબેદો વીશે પોતાના ખરા વીચાર કોઇ દાહાડેબી
જણાવેઆ નથી તેનો એકજ દાખલો એકે અશપંદાદ મહી
ાા બાબે ડાકટર હાઊગનાં લખાંણ વીશે દશતુર જામાશપ
ઉપર ઊતરી પડીને દશતુર પેશોતનજીની તરફથી લ
ખાંનથી જુદું પીજંન કરી મેલીઊં હતું કાંકે તેમાં તેની મ
તલબ હતી. તેવી બીનાં લખવાને એ પતરવાલાને એકદંમ
ુહુજ પડેઊ અને આએ હમારૂ ચરચા પતર કે જેથી કુલે
જરથોશતીઓને ફાએદો હાંશેલ થાએ તેવું લખવાને અ
ખાડા કરીઆછે એબી રાશતીનો નમુનો જોવા જોગછે.

**જાંમે જમશેદ**નાં અધીપતી ઊપર હમારૂં ચરચા પત
ર મોકલેઊ હતું પણ તેણેબી તેની અમશથી પોંહોંચ લઇ
નેજ અખાડા કરેઆ હતા તેનું કારણ એજકે તે પતર હું
મેશાં શેઠીઆઓની તરફદારી કરતું આવીઊંચ તેથી તેણે

તેવો શાહામથે બોલવાનું વાજબી હોએ તોપણ અખાડા ક રવાનું દરશત વીચારીલી હશે તેથીજ કરીને હાલું ટોલા ઊ પીઓગી પાએદેમંદ લખાંણ દાખલ નહી કીધું અને જા ને જમશેદ નામનો અરથ જોશોતો શુરજના જેવો પરકાશ તથા તેજ રાખનાર કરી થાએ છે તેવાં નામને એ પતરે બરોબર ઈનશાપ આપેઓ નથી.



**ટોલાના વડીએલ શાહેબોને ૪૭૯ શહીની અરજી રોજ ૧૬ મો માહા ૧૦ મો શને ૧૨૪૦ ને દીને આપી હતી તેની નકલ.**

પાક દાદારની મદદ હોજો.

ઈનશાપઅંગેજ તબીએતમીજ પરીઆદરશ દાદ બખશ નેકનામ અકાબર શાહેબો—

હાંનરેબલ શર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શી૦એશ૦આઈ૦

શેઠ કાવશજી જાંગીરજી રેડીમની. શી.એશ.આઈ.

„ પરંમજી નોશરવાંનજી પટેલ.

„ રૂશતમજી જમશેદજી જીજીભાઈ.

„ હીરજીભાઈ હોરમશજી શેઠના.

„ અરદેશર હોરમશજી વાડીઆ.

„ ખરશેદજી પરદુનજી પારખ.

„ બમનજી જીજીભાઈ.

હાંનરેબલ શેઠ બેરાંમજી જીજીભાઈ.

શેઠ દીનશાજી માંણેકજી પીટીટ.

„ મંનચેરજી હોરમશજી કાંમાજી.

„ મેરવાંનજી પરાંમજી પાંડે.

,, નશરવાંનજી માંણેકજી પીટીટ.
,, હોરમશજી બમનજી વાડીઆ.
,, અરદેશર ખરશેદજી દ'દીશેઠના.
,, શેરાબજી પેશતનજી પ્રરાંમજી.
,, દાદાભાઈ રૂશતમજી બનાજી.
,, મેરવાંનજી માંણેકજી શેઠના.

અને જરથોશતી ટોલાના બીજા અકાબર શાહેબો જોગ—

શાહેબો:—

હમો નીચે શહી કરનારા મુંબઈવાશી મજદીઅશનીઓ તમો શાહેબોને જે વીશે અરજ કરીએ છઈએ તે વીશે તમો દાદ રશ અકાબર શાહેબો આપણા પવીતર ધરમ અને ટોલાનુ ભલું ઈછવા માટે ખરાં હેતુથી વગર ખીલ પુરતું ધીઆંન આપવાને ઊલટમંદ થાશો હેવી હમો ઊમેદ રાખીએ છઈએ. તે અરજ એછેકે કેટલુંક થાઊં આપણા ટોલાના અથોરનાન મોબેદો મધે માહોમાંહે ધરમ શંબંધી કેટલીએક પવીતર કીરીઆ તથા બંદગીઓ વીશે રશાકશી ચાલેઆ કરેછે તે રશાકશીએ હાલે ભઅંકાર આકાર પકડેઓછે જેથી કરીને આપણાં લોકની પરલોકમાં હશી થાએછે, તે તમો શાહેબોને શારી રીતે રોશણ છે. એ વાંધાનું નીવારણ કરવા વીશે તમો મધેના કેટલાએક શાહેબોએ થોડુંએક થાઈઊ અતરેના જાણીતા બે દસતુર શહેબો પાશેથી બોલાશો માંગી લીધા છે પણ તેનું નીવારણ હાલ શુધી તે શાહેબો લાવેઆ નથી માટે તમો નામદારો તરફથી હેનો નીવેડો આવેલો જોવાને હમો તથા બીજા ઘણાખરા જરથોશતીઓ ઘણાજ ખંતી છઈએ. આપણા જરથોશતીઓ પોતાની શ કમાઈના પઈશા ખરચે આ છતાં એ માહોમાંહેની તકરારથી આપણા ધરમને લગતી કીરીઆ બંદગીનાં કામ કરવા તથા કરાવવાને વાશતે મોહોટા વસવશામાં આવી પડેઆ છઈએ કારણકે જશન રોજગાર તથા ફરેશતાના આફ્રરગાંનેની તથા દરૂન ઈજવાની તથા ઈજશને વંદીદાદ તથા ગેહેશારણાની કીરીઆઓ મધે ઊપલા મોબેદ શાહેબો મધેના ઘણાએક શાહેબો ધરમના ફરમાનથી ઊલટા જાઈને ઊલટ પાલટ તથા પોતાનીજ બોહોશનુ પહડે છે તેથી શઘલા નેક જરથોશતીઓનાં દેલ કચવાય છે માંટે તમો શાહેબો

એ વાંધાવોનો નીવેડો આપણાં પવીતર ધરમની શરતે અને જુની કેતાબોના દાખલા દલીલથી શાબેત કેડવવાને ચોકશ જોશતજો કરશો અથવા કરાવશો તો બેશક તેથી જરથોશતીઓનાં દીલનો વશવશો દુર થાશે અને તેવોએ ધારવેલાં પોતાનાં શવાબને મથકે પોંહોંચશે એટલુ જ નહી પણ બેઊ મો બેદાની મારામારી તથા રશાકશી જાહેરમા આવતી દુર થાશે અને તેવો પોત પોતાના અશલ માંનની હાલતમાં આવશે જેથી આપણા પારશી ટોલાને કાંઈ થોડો શંતોશ ઊપજશે નહી. આ હમારી અરજને તમો નામદાર શાહેબોએ ખરાં અંતકરણથી અગતની જાંણી વીદવાંનોની શભા મેળવી ઊપલી કીરીઆઓની પુરતી અને ચોકશ તપાશ અને તજવીજ કરીને ખોદાએતાલાને હાજર નાજર જાંણી જે વાજબી હોએ તે ચોકશ દલીલ દાખલાવો શાથે જરથોશતી આલમને જાહેર કરશોતો હાલ અને આએનદેની જરથોશતી ઓલાદ ઊપર તમો અકાબર શાહેબોનો મોટો ઊપકાર થાશે. એવી રેગની બાબદમો તમો નામદાર શાહેબોએ આપણી કોમનાં કેટલાએક ગહરશથોએ મોકલેલી અરજી ઊપર ઘટતો ઈનશાફ આપેઓ હતો તેમજ હાલ પણ તમે અકાબર શાહેબોથી ખરો લાભ જોવા હમો ખરી વકી રાખીએ છઈએ અને આશા છેકે રાશતી મુજબ પાર પાડશો. એજ અરજ. પારશીનો રોજ ૧૬ મો માહા ૧૦ મો શેહેનશાહી માહા ૧૧ મો કદમી શને ૧૨૪૦ ઈઅજદેજરદી; તા૦ ૪ થી જુલાઈ ૧૮૭૧ ઈગરેજી.

(હઈઆં ૪૭૯ જરથોશતીઓની શહી છે.)

---

## તા૦ ૫ મી આગશટ ૧૮૭૧ ને દીને અકાબર શાહેબો ઊપર અરજદારો તરફથી મોકલેલાં એક પતરની નકલ.

આ જમાને શાહા—
શર જમશેદજી જીજીભાઈબા રોનેત શી૦ એશ૦ આઈ૦ અને ઊપલી અરજીમો લખેલા બીજા ૧૭ જરથોશતી અકાબર શાહેબો જોગ—

હું નીચે શહી કરનાર તમો નામદારોના શેવકની અરજ એ છે કે તમો અકાબર શાહેબો ઊપર તા૦ ૪થી જુલાઈ ૧૮૭૧, રોજ ૧૬મો માહા

૧૦ મી શેનશાહી તથા માહા ૧૧મી કદમી સને ૧૨૪૦ ઇઆજદેજરદીને દીને જે અરજી ૪૭૯ ગ્રાશીને ગ્રેગણાહેંશી જરથોશતીએગી શાહીની આપીને તમો નામદાર શાહેબોનો આશરો માંગેઓ હતો તે અરજી આપે આને આજે માશ ૧ને દીન ૩ થાઆ છે તેનો કશો જવાબ તમો અકા બર શાહેબોથી મલેઓ નથી તે મેરબાંનીની રૂહે મલવો જોઇએ કારણકે તમો નામદાર શાહેબોને મુમબઇના ૨૦૦ બહશો જરથોશતી શાહેબોએ પારશણ વેશીઆનો અટકાવ કરવાને દીનનું દુખ ધરીને જે અરજ કરી હતી તે અરજ ઊપર તમો અકાબર શાહેબોએ ઘટતું ધીઆંન આપી તે શાથે તમારો દરજજો જાલવીને તુરત શરકીઊલર ફેરવી બાંનગી મીટીં ગ કરી માશ ૧ મો તો જાહેર અનજુમન બોલાવીને તેનો શબત બંદોબ શત કરેઓ હતો જેથી કરીને તમો નામદાર શાહેબોનો ઊપકાર શરવે કો ઇએ માંનેઓ હતો ને શાથે દેશાવરોથી પણ તમો અકાબર શાહેબોનો ઊપ કાર માંનેઆમાં આવેઓ હતો અને પેલા ૨૦૦ બશો જરથોશતીઓ ને તમો અકાબરો તરફથી મોટું માંન મલેઊં હતું. હવે હું લખવાને અરજ ગુજારૂચ કે તે કરતાં વધારે દરજજેના કાંમ વીશે જે ૪૭૯ જર થોશતીઓએ અરજ કરી છે તે હેવું ધારીને કે થાતા ગુનાહનો અટકા વ થાએ અને જરથોશતી ટોલામો શુલેહ રેહે તે શાથે ગરીબ જરથોશતી ઓને ધરમનો પકે પણે ખુલાશો થાએ ઇઆને બશો મારગ શુહુજ પડે તે શાથે તમો અકાબર શાહેબોને શાબાશી મલે હેવી ધારણાથી અર જ કરી છે તે અરજ ઊપર તમો નામદારો ધેઆંન આપશો હેવી હમા રી આશા છે પણ લખવાને દલગીરી એટલીજ છે કે શાભલેઆ પ રમાણે હજુર શુધી શરકીઊલર ફરેઊ નથી તાહારે શવાલ એ ઊઠેચકે શું ૪૭૯ જરથોશતીઓ કરતાં પેલા ૨૦૦ વધતા કે? શું પેલી અરજ ક રતાં હમારી અરજ નજીવી જોઇ છે કે? તેથી તમો મેરબાંન દલ શેઠ શાહેબો પુરતું ધેઆન આપીને વાજબીની રાહે હમારી માંગી અરજ પાર ઊતારીને જવાબ મોકલશો હેવી હમારી આશા છે કારણકે હાલ જે શેઠ મેરવાંનજી માણેકજી શુલેહ જાલવવાના ખોટાં બાંહાનાથી મીટીંગ કરી ધરમની ખોલ કરવા નીકલેઆ છે પણ ખોલ નહી બલકે ધરમનો ફજેતો કરશે તે હમો ખાતરીથી કહીએ છઇએ તેનાં કારણ ઘણાં છે પણ લખવાને લંબાણ થાએચ તેથી ટુક કરીને જણાવીએચ કે મીટીંગ

ના મેમબર વીદવાંન નહીં પણ ફેશાદ વધારનારા તે શાથે જાહેર એકત રશી કરનારા છે હેમાં શઘલું શમજી લેવું—એજ અરજ.
રોજ ૧૮ મો માહા ૧૧ મો શેહેનશાહી તથા માહા ૧૨ કદમી શને ૧૨૪૦ ઇઅજદેજરદી.

લા૦ હું છેઊં જરથોશતીઓનો તાબેદાર

**મોબેદ રતનજી રૂશતમજી કાંગા.**

ઠેકાણું—ધોબીતલાવ ઇદાંવારાગી દરમેહેરનો એક મોબેદ.

———o———

## પતર ૨ જો.

તા૦ ૧૪ મી અકટોબર ૧૮૭૧.

**પ્રીઆદરશ હાનરેબલ શર જમશેદજી જીજીભાઇ બારોનેટ શી૦ એશ૦ આઇ૦ તથા શેઠ બહેમનજી જીજીભાઇની વતી શેઠ દાદાભાઇ બહેમનજી જીજીભાઇ અને ઊપલી અરજીમાં લખેલા ૧૬ જરથોશતી અકાબર શાહેબો જોગ—**

શાહેબો—

તમો નાંમદારોને જે અરજી મુમબઇના જરથોશતીઓની તરફથી આપેઆમાં આવી હતી તારબાદ અરજદારો તરફથી પતર ૧ તા૦ ૫ મી આગશટ ૧૮૭૧નો તમારી કેમેટી જોગો લખેઓ હતો તે પતરને લખેઆને પણ માશ ૨ થયા હશે પણ તમો અકાબરોની કેમેટી તરફથી કશો બોલાશો અથવા જવાબ હમો અરજદારોને મલેઓ નહી તેથી મેરબાંન દેલ શેઠજી શાહેબોએ કમેટીના રાશતી વીચાર શાથે હમો અરજદારોને બોલાશો મોકલવો જોઇએ—એજ વીનનતી.

હમો છઇએ તમો નામદારો શાહેબથી ઇનશાફ ચાહાનારા મુમબઇવાશી.
રોજ ૨૩ મો માહા ૧ લો શેહેનશાહી માહા ૨ જો કદમી શને ૧૨૪૧ ઇઅજદેજરદી.

લા૦ મોબેદ રતનજી રૂશતમજી કાંગા,

તે જરથોશતી ટોલાના તાબેદારની શલાંમ શાથે.

———o———

**પતર ૩ જાની નકલ**—જણ ૧૮) ઊપર દરેકનાં નાંમનો જુદો જુદો મોકલેઓ હુતો.

જોગ શાહેબ                                   તા૦ ૧૯ મી નવેમબર ૧૮૭૧.

તમારી કેમેટી જોગી એક અરજી ૪૭૯ જરથોશતીઓની શ હીની તા૦૪થી જુલાઈ ૧૮૭૧ અંગરેજી, રોજ ૧૬મો માહા ૧૦ મો શેન શાહી તથા માહા ૧૧ મો કદમી શને ૧૨૪૦ ઈઅજદેજરદીની લખેલી ત મો નાંમદારોનાં વાંચવામો આવી હશે તારબાદ તા૦ ૫ મી આગશટ શને ૧૮૭૧ નો અરજદારો તરફથી લખેલો પતર ૧) લો તથા તા૦ ૧૪ મી અકટોબરનો પતર ૨) જો અરજદારો તરફથી તમારી કેમેટી જોગનો શ ર જમશેદજી જીજીભાઈનાં શરનાંમાંથી લખેલો તમો મેરબાંન દેલ શેઠનાં વાંચેઆમાં આવેઓ હશે પણ દલગીરી એછેકે ૪૭૯) શહી કરનારા જર થોશતીઓને આજે માશ ૪।। શાહ ડાચાર થઆ તમારી કેમેટી તરફથી ક શો ખોલાશો અથવા જવાબ મલેઓ નથી તેથીને તમો કદરદાંન શેઠ શા હેબને અરજ કરવામો આવેચ કે તમારી કેમેટીના ખરા વીચાર શાથે અ થવા તમારા પોતાના વીચારથી અરજદારો ઊપર ખોલાશો લખી જણાવ શો તો કુલે જરથોશતીઓ ઊપર તમારો મોટો ઊપકાર થાશે એજ વીનં નતી.—તા૦ ૧૯ મી નવેમબર ૧૮૭૧, રોજ ૨૯ મો માહા ૨ જો શેન શાહી માહા ૩ જો કદમી શને ૧૨૪૧ ઈઅજદેજરદી.

લા૦ મોબેદ રતનજી રૂશતમજી કાંગા,
તે જરથોશતી ટોલાનો તાબેદાર.

—o—

**કેમેટી તરફથી આવેલા જવાબની નકલ.**

૦))))થી૧।           શને ૧૮૭૧ નો નંબર ૧૯૩

મોબેદ રતનજી રૂશતમજી કાંગા.
મોબેદ મેહેરનોશજી શોરાબજી દશતુર.
મોબેદ મનચેરજી જમશેદજી દશતુર.
શેઠ અરદેશર રૂશતમજી માંણેકશાહાનાં.
શેઠ બરજોરજી મનચેરજી નીકલીશંન.
વીગરે બીજા મોબેદો તથા બેહેદીન શાહેબો જોગ—

શાહેબો,

જત રોજ ૧૬ મો માહા ૧૦ મો શેહેનશાહી માહા ૧૧ મો કદમી શ

ને ૧૨૪૦ ની તરીખની તમો શાહેબોની શહીની અરજી ૧૮) શહીઆવોનાં નાંમ જોગની તમોએ મોકલી હતી તે ઊપર વીચાર કરવા શારૂ તે શાહેબો રોજ ૧૬ મો માહા ૩ જો શેનશાહી માહા ૪ થો કદમી શને ૧૨૪૧ તા૦ ૬ ઠી ચાલતા મહીનાની ને વાર બુધેને દીને મજગાંમ કેઆશટલ માં એકઠા મલઆ હતા તે મંડલીમાં જે ઠરાવ થાઓછે તે ઠરાવની નકલ તમો શાહેબોને વાકેફ થવા શારૂ આ નીચે ટાંકીછે.

## ઠેરાવ ૧ લો.

શેઠ દીનશાજી માંણેકજી પીટીટે દરખાશત કીધી અને શેઠ મેરવાંનજી માંણેકજી શેઠનાંએ ટેકો આપીઓ કે એ અરજી વીશે જરથોશતી અંનજુમન બોલાવીને તેવોનો વીચાર મેલવવો અને અંનજુમન પરવાંનગી આપેતો એ કાંમ હાથમાં લેવું અને ઘટતી તપાશ કરીને એ બાબદનો નીવેડો લાવવો.

મુંબઈ રોજ ૧૮ મો માહા ૩ જો શેહેનશાહી તથા માહા ૪ થો કદમી શને ૧૨૪૧ ઇઅજદેજરદી, તા૦ ૯ મી ડીશેમબર ૧૮૭૧

હું છેઊ શાહેબો તમારો નમનતાઇ ભરેલો શેવક,

નશરવાંનજી બેરાંમજી.

---

## જરથોસતી ટોલાને તથા અકાબરોને (તરીજી મરતબેની) શુચનાં.

માહારા મેહેરબાંન જરથોશતી શાહેબો તમો હાવા શુધરેલા વખતમો અને અદલ રાજનાં આશરા હેઠલ વશેઆ છતાં આપણો પવીતર ધરંમ જે જગત કરતા તરફથી મોકુલેલો અને અશોફરહ પેગંમબર જરાથુશત શાહેબના પર આવેલો જે બારીકીથી શચાઇ ભરેલો આપણ જરથોશતી ઓ પાલીએ છઇએ તે ધરમનાં ફરમાંન અંદર આજે કેટલાંએક વરશ થઆં મનફેર બંતરની ચકચાર ચાલેઆ કરેછે અને તેનો કરૂણ દેખાવ તથા તેવી જાહેર ખટપટ બીજે કોઇબી ઠેકાંણે નહી પણ ફકત મુમબઇનીજ ટાપુઓનાં

જરથોશતીઓમો તે વધારેને વધારે ચાલેછે જેથી તેનુ મુલ કારણ એવું દીશેછે કે મુમબઈમો પેહેલ વેહેલાં જામાં શપઆશાવાલાવોની દશતુરી હતી, તેવંણનાં વખતમો તે વખતના જરથોશતી ટોલાનું દીલ તે દશતુરજી શાહેબનાજ ઊપર ફેદા હતું પણ જેઆરે મુમબઈમાં વાહાડીઆજીનાં આતશબેહેરાંમ થાઆ! તે હીગાંમમો કેટલાક જરથોશતી અકાબર શાહેબોએ દશતુરજી એદલજી દારાબજી શંજાંણાંને એક શીઆલ આપીને એક વડા દશતુરજી તરીકે ગણીઆ હતા—પણ તે મધે વાંધો તેજ દીનથી રહી ગએલ હતો તે એક શેઠ માંણેકજી મેહેરવાંનજી શેઠનાં પોતાની અગીઆરીમાં તેમજ બીજા કેટલાએક બેહેદીન શાહેબો દશતુરજી તરીકે જાંમાશપઆશાવાલાનેજ ગંણતા હતા તે વલી કાંહાં શુધી કે મરહુમ શેઠ માંણેકજી મેહેરવાંનજીએ પોતાની દરેમેહેરમાં શંનજાંણાં દશતુરજી પાશે કાંઈબી કીરીઆ કરાવવાની શાફ ના પાડી હતી. શાંભલવા મુજબ પેલા વડીએલ શેઠ શાહેબોએ શેઠ માંણેકજી પાશે ઘણી આજીજી તથા મેહેનતથી મનજુર દશતુર એદલજી શંનજાંણાં પાશે પલેત મંડાવી હતી, તે શાથે મોબેદાનોથી મોટો ભાગ (રૂપીઆનાં ચઊદ આનં) ભગરીઆ વાલાવો પણ દશતુર જાંમાશપઆશાવાલા ઊપરજ ફેદા હતા તથા તેવણને જ દશતુર તરીકેનું પુરતું માંન આપતા હતા જેથી આ જેથી પારશીઓનો મોહોટો ભાગ મનજુર દશતુર જાંમાશપઆશાના ખાંનદાંન ઊપર ફેદાછે તેમ વલી કેટલોએક ભાગ શંનજાંણાં વાલાનાં ખાંનદાંન ઊપરબી ફેદા થાએછે. હવે હાંમેશમંદ વાંચનારા શારી પેઠે શમજેચ કે દશતુરજી એદલજી શંનજાંણાં તથા દશતુરજી એદલજી જાંમાશપઆશાવાલા જાંહાં શુધી આએ જેહાંનમાં હતા તાંહાં શુધી પોતાના દીલનો મેલ ધોઈ નહી નાખેઆ અને શુલેહ ન

હી થાઈ તેઆરબાદ તેવંણ શાહેબોનાં વારેશો પણ શવર
ગવાશ થાઆ પણ તે શાહેબોનોબી ભંતરવીનો વાંધો રહી
ગઆ હતો; તારબાદ હાલમાં દશતુરજી જાંમાશપજી તથા દ
શતુરજી પેશોતનજી એઓ દશતુર તરીકે પોતાનાં નીઆગાં
નોની જગા ચલાવવા લાગાછે પણ તેવોનાં વખતમાંબી આ
એ પેશંદી વાંધા વીગેને અટકાવ હજુર શુધી થઆ નથી
કે જે વાંધાનાં કડવાં ફલ જરથોશતીઓને હજુર શુધી જો
વાં પડેછે—પણ દાહાડે દાહાડે હવે ઘણોજ કંકાશ તથા વે
રભાવ ટોલાઓ વધતો જાએછે અને વલી બાજે વખતતો
ઈનશાફની અદાલતમાંબી પોતાનું ભયંકાર રૂપ બતાવી ચુ
કાછે તેનું કારણ એજ કે ઊપર મુજબ બંને દશતુરજી શાહે
બો ઊપર અતરેનાં શરવે જરથોશતી ટોલાનું દીલ ખેંચા
ઈ રહેલુંછે, એટલુંજ નહી પણ બાહેર દેશાવર ખાતેનાં
બી જરથોશતીઓનું દીલ મજકુર દશતુરો ઊપર ખેંચાએ
લુંછે તેથી કરીને હમારીતો એલતેમાશ એજછે કે હાલના
વખતમે એ કાંમમાં કોઈબી જરથોશતી શાહેબોએ નાંમ
દારી મેલવવી જોઈએછે કે પહેલાં તો બેઊ દશતુરોને એ
કશંપ કરાવવા—પછે આશતે આશતે ધરમનાં ફરમાંનનો
ખરો મારગ પકડાવવો કે જેથી હેવાં કાંમની આગેવાની
કરનાર શાહેબોની કીરતી કેઆંમત શુધી જલવાઈ રેહેશે
અને હેવું થઆથીજ મજકુર દશતુરોનાં માંનમાં અને
કીરતીમાં વધારો થાશે તથા વલી બેહેદીન શાહેબો એક
બીજામાં અથડા અથડી કરતા બંધ રેહેશે તેમજ મોબે
દોનુંબી જનુન નરમ પડી જાશે તથા વલી ગંભ ભરેલી
મીજલશમાં અદેખાઈ ભરેલો દેખાવ દેખાએછે તેબી બંધ
થાઈ જાશે કે કેટલાએકો એક દશતુરને મજલશમાં ઊઠી
ને આબરૂ આપશેતો તેજ દશતુરને બીજાવો આબરૂ આ
પવાને દરૂશત નહી જાણે, હેવી રીતની દશતુરો ઊપર અં

ઊપલી એકશંપીથી શરવે કોઇ હ
વલી ગમગીનીની મજલેશમાં બીજા
તુરો (કે) જેવો દશતુરને લાએકનાબી ન
.ડીએ જગીઆ મેલવવાનું તાંનતોર કરે
.લા એ પરખીઆત દશતુરોને બુરૂં લગાડે છે
એકશંપી થાએલી જોઇને ચુપકીદી એખતીઆર
અને જો એ પરમાંણેજ થાશેતો બેહેતર થાશે. અ
ા ીતો જો હાલનીજ માફ્ક બે તડાં પડેલાં ચાલેઆ
શેતો તથા શેઠીઆવો અથવા બીજા કુલે જરથોશ
બેતરફીનુંજ તથા એક બીજાની વીરૂધનુંજ ચાલશે
આગલ જાતાં કાંઇ શરૂં પરીણામ આપણા ટોલા મ
ાીજ દેખશું, તેટલા માટે હું આપણા અકાબર શાહે
ખતી ખતીને શુચનાં કરૂંછું કે ખોદાને વાશતે એ વ
નીવેડા લાવો—તેમાં ઘણું ભલુંછે. વાશતે કોઇબી
શતી શાહેબ તુરત એ વાત મનપર લેશેતો ઇનશાળ
ટોલાની જલદી બોલબાલા થાશે—આંમીન.

—o—

## ટોલાને શુચનાં.

ાતનાં અવસતા—
નાંમ અહમે.
મ. —ાાાનાંન નાંમ માહારૂંછે.

માહારા કુલે અથોરનાંન શાહેઓ તમો વીચાર ક
કે જગતકરતાએ પોતાનાં પવીતર નાંમ શાથે આપણ
થારનાંનનો દરજજો મેલવી રાખેઓ છે, જુવો જગ
રતા નીરમલ નીરાકાર ઝલકાત ભરેલું નુર છે તેમ
શાહેબનાં કાંમ ખુબી ભરેલાં તથા શચાઇ ભરેલાં
શતીનેજ મલતાં છે, તેમજ વલી આપણ અથોરનાં

હુબો દરજજો આપીને જે પરમાં
ધાં છે—ઈઆને પવીતર ધરમનાં પર
સ્નાન ટોલાને શપુરદ કરેઆછે—પણ
હાડે આપણો દરજજો એકદમ ફીરતા જ.
થી આપણથી ઊતરતે દરજજેના જેહેવાકે ર
ને વાશતરીઓશ ટોલાના કેહેવાએછે તે શાહું
ઊપર શરદારી ભોગવેછે, અને આપણે પેહેલે દરજજ
ોરનાનો પોતાનો દરજજો ભુલી જઇને ઊપર લખે
હુબોની એકદમ તાબેદારીજ કરવા મંડેઆ છેઇએ
શું ઓબેદો કે દશતુરો. હવે તેમ થાવાનું કારણ શું
રણ એજકે આપણા ટોલાઓ દાહાડે દા ડે હશદ અ
ઈ, મતલબ, તાબેદારી, કીના કપટ ઈતીઆદી હેવી
ચાલ ઊપરથી અને વલી અ પણા પવીતર ધરમની
પીછાંણવા છતાં તેનુ શાબેતપણું ની જાલને અ
આપણ એકદમ ધીકારમો આવી પડેલા છેઇએ તેથ
હુરા અથોરનાન ભાઈઓને ફરીથી પણી નમનત
આજેજીથી શુચના કરૂંચ કે આપણે આપણો દ
રવીને દીલમાંથી બુરા વીચાર કાહાડી નાખીને હે
; ટોલામા જે બખેડો વધી
એ, અને આપણ અથોરન
1 પોતાઓજ શમજીને બધે ... ...ડુ
એ તેને શારૂં હમો માશ છમના ... ... ધી રાહા ૦
કોઈબી ધરમાતુ જરથોશતી શાહેબા ટોલામા શમજુ
ાવીને અંદરોજકાલ શુધીનુ માન મેલવેચ કે ની,
જો એમનુ એમજ ચાલેઆ કરશે તો ઊપલી મુદત
રએ હમારી ખરી શ ી શાથે મુમબઈના બ ે પરબેઅ
રોને રેજીશતાર કાગજની મારફતે જે ધરમ શંબં
વા ચાલેચ તે વીશે અને તેઓ થાતી હરખતો વી